શ્રી અંબાજી પ્રતાપ.

# ગુપ્ત ફળી.

## ભાગ બીજો.

---

આ ચોપડી વાંચ્યાથી કાયા સફળ થાય છે
તેમ ફળ મળ્યા વગર રહેશે નહીં.

તદન નાટકના રાગમાં વધારા સુધારા સાથે બનાવી છે.

બનાવનાર

શા. ચુનીલાલ હેમચંદ વીરમગામવાળા.

છપાવનાર

શા. ચુનીલાલ હેમચંદ વીરમગામવાળા.

---

અમદાવાદ મધ્યે
ફતાસાની પોળના ગેટ ઉપર શા. કેશવલાલ ખુશાલચંદે પોતાના
શ્રી. ચંદ્રપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૭ સને ૧૯૦૧

કીંમત એક આનો.

શ્રી અંબાજી પ્રતાપ.

# ગુપ્ત ફળ

## ભાગ બીજો.

આ ચોપડી વાંચ્યાથી કાયા સફળ થાય છે
તેમ ફળ મળ્યા વગર રહેશે નહી.

તદન નાટકના રાગમાં વધારા સુધારા સાથે બનાવી છે.

બનાવનાર

શા. ચુનીલાલ હેમચંદ વીરમગામવાળા.

છપાવનાર

શા. ચુનીલાલ હેમચંદ વીરમગામવાળા.

અમદાવાદ મધ્યે

કદોઈનાવાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે પોતાના
ધા ચંદ્રપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૭ સને ૧૯૦૧

કીંમત એક આનો.

---

વ્યસન ભાગ પેહેલો થોડી મુદતમાં છપાઇ બહાર પડશે.
અગાઉથી નામ લખાવનારને ફાયદો થશે.

# શ્રી માજી પ્રતાપ.

## ગુપ્ત ફળ ભાગ બીજો.

**શ્રી મંગળાચરણ પ્રીય પતી તમો એ રાગ.**

માતાજી માહારી, જગતની ધણી;
રાખે તેને ચાખે નહી, જો પુત્રસમ ગણી. માતાજી૦
છે સૌ જગતતણામાં માજી, વડો તારો પ્રતાપ;
દુનીયાંમાં દેવી તું બારે, માજી આપોઆપ. માતાજી૦
બારે બરોસો માજી તારો, નીસ્ચે જાણો મન;
સાચી નીતીથી વરતે તુજને, સદા ખુસીનો દંન. માતાજી૦
કુડકપટ મનમાં તજીને, આવે તારે પાર,
ફતે કામ તે સેવક કેરૂં, કરીશ કહું નીરધાર. માતાજી૦
ગુપ્ત ફળ જે બુક કેરૂં, નામ ઘણું પ્રખ્યાત;
સેવક તારાં સરવે કહેસે, દેવી તું સાક્ષાત. માતાજી૦
વરણન સદા જે મુખથી તારા, કરનીશ કરસે;
પ્રેમ હીંચોળે તુંજ પ્રતાપે, સદા સુખીથી ફરશે. માતાજી૦
અક્કલ માજી કેરી લીધી, નથી ભણેલો પીંગળ પાઠ;
ગુપ્ત ફળની બુક બનાવી, માજી કેરો ઠાઠ. માતાજી૦

**ગાયન ૧ લું મધુર સ્વર ક્યાંથી આ સંભળાય એ રાગ.**

માજીના ગુણ ગાય, અરે હાં, માજીના ગુણ ગાય;
કષ્ટ કદી ના જણાય, અરેહાં, માજીના ગુણ ગાય. માજી૦

સજન સૌ આવો, શુભ ગચાવો;
માજી ખુસી ખુસી થાય, અરે હાં, માજીના ગુણ ગાય માજી૦
માજીની નીત્ય પુજા કરવી, એક ચીતેથી રૂદેમાં ધરવી;
કષ્ટ કદી ના જણાય, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦
પ્રેમ ધરીને સમરણ કરશે, તેના દુઃખો માં પલમાં હરશે,
માજી થાસે સાહાય, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦
મોટી દેવી માજી તું છે, ગુનેગારને તું પુછે છે;
જો ગુનો તેનો ગણાય, અરે હાં માજીના ગુણ ગાય માજી૦
માં વીનતી હમ ઉર તું ધરને, આ ગુનો તું માફ્જ કરને;
તરત માફી ગણાય, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦
ભુલ ચુક તું માફ્જ કરશે, જાણીતાંનું મા રૂદયે ધરસે;
તેના પર કોપાય, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦
બાધા રાખી કોઇ જાયે. જાણી જોઇને તે ખાયે;
પછી કેમ નહી કોપાય, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦
કોઇ તરફની બાધા થાયે, ભુલ ચુકથી ખાઇ જવાયે,
તો માજી ગુનો ના ગણાય, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦
માજીનું જો મન મનાયે, દુઃખ કદી નહી તેને થાયે,
સરગ કરો ચુની કાયે, અરે હાં, માજીના ગુણ ગાય. માજી૦

## ગાયન ૨ રાગ સૈયાનો કનરો.

માજી અંબીકા માત હમારી, સેવકની લીયો બાળ, જાઊ વારી. માજી૦
જે જન તારે પારે આવે, કષ્ટ કદી નહીં તું દેનારી. માજી૦
તું તારે તો તરીએ હરનીસ, નહીતર દુઃખ અતીસ્યે ભારી. માજી૦
એક ચીતેથી સમરણ કરશે, તુંજ પ્રતાપે ઝુંઝું હું ભારી. માજી૦
જે જન ઉપર પરસન થાયે, સુખ દીયે કાડું કોલ, કરારી. માજી૦

હરનીસ મુખથી ગાઉ ભજશે, તું મોટી માજી, ખલકારી. માજી૦
ગાંડાં ઘેલેલાં તુંજ પાસે ફરીએ, તું માજી મોટી ત્રીપુરારી. માજી૦
તું મારે તો નીહાલ કરેછે, તે તો કહું ખરેખાત, વીચારી. માજી૦
માટે સરવેને આ સીખામણ, હરનીસ બોલો માજી, જયકારી. માજી૦
ચુનીલાલ સૌ વીનતી ધરજો; અને માજી છે સુખની, દેનારી. માજી૦

**ગાયન ત્રીજું વાહ વીધાતા તુજને ધન્ય—એ રાગ**

ધન્ય ધન્ય અંબીકા માત, સી છબી તમારી,
સી છબી તમારી, સી છબી તમારી, ધન્ય ધન્ય.
મુખ જોઉં માજીનું જ્યારે. દીલમાં ખુશી થાઉં;
હરતા ફરતાં મુખથી માનાં, હરનીસ ગુણ ગાઉં. ધન્ય ધન્ય
બાળ છીએ તમારાં માત, જો તમે ઉગારો;
ભુલ ચુક રૂદયે ના ધરો, ભરોંસો તમારો. ધન્ય ધન્ય
નીંહાલ તેં કીધાં ઘણાંને, સેવક જેછે તારાં;
એક ચીતેથી ભગતી કરસે, કામ કીધાં ધાર્યાં. ધન્ય ધન્ય
ઘણાં ઘણાંનાં કામ કીધાં, નજરે જોયું ભાળી;
પ્રેમેથી પુજન કરજો, નીત્ય તેને દીવાળી. ધન્ય ધન્ય
જણુસ ભાવ કર્મ તણી, અંત સુખેથી ખાવે,
બે કરજોડી વીનતી કરે, ચુનીજ ગુણ ગાવે. ધન્ય ધન્ય

**ગાયન ૪ થું જબ રબકી મરજી કયાં જાણે—એ રાગ**

માજી ભગ્તી જે જંન જાણે, દુનીયાંમાં મોઝમઝાં આણે
નહી કષ્ટ કદી તે પ્રમાણે, સત્ય વાત કહું હું આ ટાણે. ॥ માજી॥
સાચી નીતી સમરણ કરસે, નહીં ક્રોધ કલેસ રૂદયે ધરસે;
પ્રેમેથી મા દુઃખપર વરસે, હરનીસ માજી સારૂં કરસે. ॥ માજી ॥
અભ્યાસ કરો એકવાર ભજી, રૂદયેથી કપટ રહે તજીને,

રૂપ દેવની ભગતી રહોને સજી, સત્ય દેવી દુનીયામાં છે હજી. ॥ માજી ॥
જેને ખબર નહી દુનીયા વીશે, માજી ભગતીમાં શું રે હસે;
પણ માં ચરણામત જે પીસે, નહીં જબર થઈ તેતો બીસે. ॥ માજી ॥
તે પરથી સમજો જન સો, ચરણામતમાં વીં જાન બહુ;
કહી ભગ્ની થકી શું લાભ લઉ, અરે ખાંત ફળ મળેજ બહુ. ॥ માજી ॥
માટે સમરણ સૌ જન કરજો. માજી ભગની હૃધ્યે ધરજો,
દુખેલેથી તમે તરજો, ચુની અરજી માં ધ્યાન ધરજો. ॥ માજી ॥

## ગાયન ૫ મું રાગ ગીતીની સાખી

ખરા પ્રેમથી માને ભજસે, જગ તેનું કાંઇ મળશે.
બંધનમાંથી મુગત કરાવે, દુઃખો તેનાં ટળશે. અરે હાં. માજી તું
સત્ય દેવી જગમાં-કહુ છું, અરે માજી; તું
ભુલ્યો જન જે રસ્તા માંહી, રસ્તો તેને બતાવે.
પડછો ભારી માજી તારો, નહી કોઇ તેને સતાવે. અરેહાં.
મોટી તું છે જાણ, ચુની કરે ઘણેરાં વખાણ, મા મોટી તુંછે જાણ.

## ગાયન ૬ ઠું અંધ દાડાવી સજ્ઞ ચલાવી—એ રાગ

માજી ગુણ ગાવાને સોજન, થાવ તમે તૈયાર;
ખરા પ્રેમથી ભજશો માને, અ[illegible] સારૂં થનાર. માજી ગુણ
માજી અમ બાળકને તુંતો, મીઠી નજરથી ભાળ;
હરખ ધરીને તુજ બાળકનો (૨) હરનીસ કર રખવાળ. માજી ગુણ
નથી પૈસા કોડી કેરૂં, કામ પડે ના લગાર,
મુખથી માજી માજી બોલો (૨) સદા થાય જયકાર. માજી ગુણ
ભારી સંકટ સીરપર જ્યારે, ઓંચીતાનું આવે;
પારે જવાની બાધા માનો, (૨) તરત માજી બચાવે. માજી ગુણ.
મા કૃપાથી ગ્રંથ રચ્યો છે, નથી ભણ્યો પીંગળ પાઠ;

જુલમગુજારની મારી માગુ, (૨) માજી કરો દાદ. માજી ગુણ.
દુનીયામાં દેવી તું ભારે, જોઇયે તારો ખ્યાલ,
બે કર જોડી વીનવે સેવક (૨) વણીક મુનીલાલ. માજી ગુણ.

ગાયન સાતમું સોરઠી ગજલ—એ રાગ.

ધન્ય દેવી અંબીકા માજી તું, જગમાં ઘણી પ્રખ્યાત છે;
અબેમાત મોટી આરાશુરી, તે સહાય સેવકની કરી.
તેથી નામ જગમાં થયું તાહારૂં, (૨) તુજ હોડ બીજું કરે નહી.
પણ પેહેલેથી તુજ સમરણ કરે, એક ચીતેથી હૃદયે ધરે,
બેસક નીહાલ તેને કરે (૨) એમાં જરી નહી ફેરરે. ધન્ય.
મોટી અંબીકા તું માડી છે, પેહેલી આશા તે પુરી પાડી છે;
પછી દરશને તુજ આવેછે (૨) એમાં શો મોટો ઉપકારછે. ધન્ય.
તું ઘટઘટની સરવ જાણુછે, દુનીયામહી પરમાનુ છે·
પ્રેમે પુજન કરે તાહરૂં (૨) તું હીરા મણીની ખાણુછે. ધન્ય.
સત્ય દેવી દુનીયામાં ખરી, તેં સાહાય સેવકની કરી;
સેવક દુઃખી કરે નહીં, (૨) તુજ ભરોસો મુને ભારીછે. ધન્ય.
મા સાચાને તુ સાહાય છે, મા જુઠાને તું અન્યાય છે;
બે કરજોડીને વીનવે, મુની ગુણ તુજ ગાય છે. ધન્ય.

ગાયન આઠમું. ગજલનો રાગ.

હે જગત જનુની માતા અંબીકા માહારી;
છે દુનીયામાં પ્રખ્યાત, જાઉં બલીહારી,
દુનીયામાં જસ જાહેર, દેવી તું ભારે,
જે પારે તારે આવે તો પાર ઉતારે;
તુ માત મોટી છે, દુનીયા પાલણ વાલી;
જગમાં દેવી તુ સરેષ્ટ કરે રખપાળી.

તુજ ગુણ ગાઉં છું, ઝુંઝ માની લે આશ;
અમ ગરીબ બાળકને, રાખ તું સાજા તાજા.
તુજ દેવી છે પ્રખ્યાત, ગુણ શું ગાઉં;
મા મુખ તારૂં જોઇ નીત હું રાજી થાઉં.
મા સવારનો સણગાર, નાંનેરા થાયે;
મા બપોરનો સણગાર, આધેરા જણાયે.
મા સાંજ કેરો સણગાર વધ કેહેવાય;
ચુનીલાલ વીનતી ધરો, ગુણ તુજ ગાય.

## ગાયન ૯ મું રાગ માઢ સાખી.

અરે દુનીયામાં દેવી તું એક, તારી ભારી બલહારી છે.

### સાખી.

ખરા પ્રેમથી પુજસે, સદા સુખી તે થાય;
સકટ પામે તે નહીં, જે માજીના ગુણ ગાય. અરે દુનીયામાં.
સૌ ભાઇઓને વીનતી મારી છે કરજોડ;
મુખથી ભજો માજીને, નહી ખોટ કે ખોડ. અરે દુનીયામાં.
માટે મારૂં માનીને, મુખથી અંબેમાત;
હરનીસ બોલો પ્રેમથી, ખરેખરી સાક્ષાત. અરે દુનીયામાં.
સંકટ સૌરપર જો પડે, પલમાં કરસે દુર;
સાચાને તે સહાય છે, કાયરને દે સુર. અરે દુનીયામાં.
અરજ કરજોડી કરે, ચુનીલાલ નીરધાર;
તુજ પ્રતાપે ગ્રંથ રચ્યો, બોલો જયજયકાર. અરે દુનીયામાં.

## ગાયન ૧૦ મું રાસડો.

સમરણ કરી લે અંબેમાત, તું જગત જનુની છે પ્રખ્યાત.
જે કોઈ તુજને હરનીસ ભજે તેના દુખડા પલમાં તજે.

જે જન માને સરણું જાય, તેને ચીંતા કદી ના થાય.
તું તારે તો તરીએ અમો, બે કરજોડી કહીએ અમો.
માજી આગળ જે કુદડી ફરે, તેની આશા મા પુરી કરે.
માટે માજીની ભગતી કરો, એકચીત રૂદયમાં ધરો.
ઘરઘરની છે તુજને ખબર, સૌની આશા મા પુરી કર.
મા સુખ જોઈ રાજી થાવ, વરણુન કેહેતાં પારના પાવ.
માજી કરશે ધાર્યું કામ, જો હરનીસ લેશે તેનું નામ.
કષ્ટ કદી નહી પડવા દીયે, પણ જો માજીથી તે બીયે.
એવો માજીનો છે આધાર, ચુની કહે બોલો જયજયકાર.
સમરણ કરી લે અએમાત, જગત જનુની છે પ્રખ્યાત.

## ગાયન ૧૧ મું. પુન્યમ ચાંદનીનો ગરબો.

માજી મંડપની સોભા હું તો, સી કહુંરે,
જોતાં ભવના પાતક દુઃખ જાય;
માજી મંડપની સોભા હુંતો સી કહુંરે.

### સાખી.

આરાસુરી તું એકલી, સરણી સુખ કરનાર;
ભાવેથી ભજે તુજને, ધન્ય ધન્ય મુજ અવતાર.
પ્રેમે પુજું હું માજી તુજને હળી મળીરે.
તેના સંકટ સઘળા, હરનીસ તું તો કાપ;
એવી સાચી દેવી દુનીયામાં તું એકછેરે.

### સાખી.

ધન્ય ધન્ય દેવી અંબીકા, આરાસુરી તું માત;
સાચાને તું સહાય છે ખરેખરી સાક્ષાત.
એવી માજી તારૂ વરણુન હુ તો સાંભળુંરે.

તેથી જગમાં કીધું તારૂં નામ;
એવી સાચી દેવી દુનીયામાં તું એક છેરે.

સાખી.

કસોટી તુ કાઢે છે, સંકટ પણ તું આપ;
સાચાને તું સાહાય છે, અંતે તું સુખ આપ.
એક ટેકથી જે ભજસે તુજનેરે,
તોતો માજી ખુશી ખુશી થાય;
એવી સાચી દેવી દુનીયામાં તું એક છેરે.

સાખી.

અરે દુઃખી જે કોઇ હોય, પરો એકે ચીને ધ્યાન;
માજી સમરણ કરો અહી, દુનીયામાં મળે માન.
એવી કરજોડીને ચુનીલાલ વીનવેરે;
જેને અંબીકાનો મોટો છે આધાર.
એને દુનીયામાં દુઃખ કદી પડે નહીરે;
માજી મંડપની સોભા હું તો સી કહુંરે.
જોતાં ભવનાં પાતક દુઃખ જાય;
માજી મંડપની સોભા હુ તો શી કહુંરે.

ગાયન ૧૨ મું લાવણી

મા સરણે તારે આવે તો, પાર ઉતારે;
છે દેવી તું પ્રખ્યાત,અરે મુજ માત, જગત સાક્ષાત.
દેવી તું ભારે, મા સરણે તારે આવે તો પાર ઉતારે;
મા મોટો તુંજ પ્રતાપ, કષ્ટ તુ કાપ, સુખ અમ આપ.
આવ્યા તુંજ વારે, મારે સરણે તાર આવે તો પાર ઉતારે;
તું મન માયાં માં મળી, તુજ સોભા સી કહું ધણી

તું જગત તણાની ધણી, કહું છું જ્યારે;
મા સરણે તારે આવે તો પાર ઉતારે, મા હોરૂં કછોરૂં થાય.
કદી ગુનો અમારો ગણાય, પણ વળી લળી લાગું પાય.
અરે તું ભારે, મા સરણે તારે આવે તો પાર ઉતારે.
મા કરતું અમ રખવાળી, કરગરે ચુની તુંજ બા .
નીત્ય મીઠી નજરથી ભાળી, સારૂં તું ધારે.
મા સરણે તારે આવે તો, પાર ઉતારે.

## ગાયન ૧૩ મું મંમ કંઠ સુકાયે જાયે—એ રાગ

મંમ માજી ભગ્તી થાયે, હરનીસ રહે મંમ સાહાયે. મંમ૦
માંજી, દુઃખ હરો, સુખકરો, ચીત ધરો, પ્રેમછરો.
રૂદયે સાંતી મુંજ થાયે. મંમ૦
મુખ વીણુ માંજી, વ્યાકુળ થઇએ, બાવરા, બાવરા, બણી બણી જાઇએ.
કરો મેહેર, થાયે લેહેર, સદા સુખી કેહેવાયે. મંમ૦
પ્રેમ થકી જે પુન્ન કરસે, એક ચીતેથી રૂદયેમાં ધરશે.
સફળ કાય, તેની થાય, ચુની તુજ ગુણ ગાય. મંમ૦
હરનીસ રહે મમ સહાયે. મંમ૦

## ગાયન ૧૪ મું કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગયા—એ રાગ

ઓ દેવી, ઓ દેવી, ઓ દેવી, અંબીકા માંજી, અંબીકા માજી.
હું તો ભજું તુને સાંજ સવાર, રહેને રાજી. ઓ દેવી૦
તું મોટી, તું મોટી, તું મોટી, સૌ જંન જાણે.
ખરેખાત, પાલણહાર, કરૂં સું વખાણે. ઓ દેવી૦
તું તારે, તું તારે, તું તારે, ભરોસોં ભારી, ભરોસોં ભારી.
અમે સેવક તારાં જાણુ, લીયોને ઉગારી. ઓ દેવી૦
મા છોરૂં, મા છોરૂં, મા છોરૂં, કછોરૂં થાયે, કછોરૂં થાયે.

માં માંવીત્ર ક માવીત્ર, આજ કદી નાં ગણુાયે. ઓ દેવી૰
મા તારો, મા તારો, મા તારો, ભરોસો કરસે, ભરોસો કરસે.
નીસ્ચે કરીસ તેને નીહાલ, ઇસ્ક તું ધરસે. ઓ દેવી૰
માં ચુની, માં ચુની, માં ચુની, તુંજ ગુણુ ગાવે, અરે ગુણુ ગાવે.
સદા સુખી તેને રાખ, પારે તુંજ આવે. ઓ દેવી૰

## ગાયન ૧૫ મું રાગ માઢ

અરે મુંજ માંજી કરને તું મેહેર; તમે જાણો સૌની પેહેર. અરે૰

### સાખી.

વારે, વારે, સુ કરૂં વખાણુ તારાં અનેક,
એક ચીતેથી વરતે તુજને જો તોડે નહી ટેક.
અરે હાં જો તોડે નહીં, ટેક મુંજ માજી કરને તું મેહેર
**સાખી દુનીયામા તું આ સમામાં દેવી દીન દયાળ.**
સંકલ્પ મનમાં તારો કરસે, લેસ તેની સંભાળ અરે હાં
લેસ તેની સંભાળ. મુજ માજી કરને તું મેહેર.

### સાખી

સુખ વખતમાં સમરણુ કરસે, દુ:ખ કદી નહી થાય
એક ચીતેથી માજી ભક્તી જો તેનાં ગુણુ ગાય. અરે હાં
જો તેના ગુણુ ગાય, મુજ માજી કરને તું મેહેર

### સાખી

દુ:ખ વખતમાં માજી કેરૂં, મુખથી લેસે નામ
ફળ તેનું મા શું દીયેરે, ચુની તુજ ગુણુ ગાય અરે હાં
ચુની તુજ ગુલામ, મુંજ માજી કરને તું મેહેર
તમે જાણો સૌની પેહેરરે મુજ માજી, કરને તું મેહેર

ગાયન ૧૬ મું. કરમાં તું દીલ સાથ એ રાગ.

તું માજી અંબેમાત, જગતમાં માજી અંબેમાત;
છે દેવી તું સાક્ષાત, જગતમાં માજી અંબેમાત.

સાખી.

પ્રેમેથી તુંજને કરનીસ નમીયે, ભગ્તી કરી માજી ભોજન જમીયે;
ચાલ માજી તણા પારે જઇએ, મા મુખ જોઇ રાજી થઇએ.
મા મુંખ કેરી આસીસ લઇએ, બ્રામણ ને ત્યાં ભોજન દઇએ;
ચાલ્યા આવ માંજી ગુણ ગાવ, માજીનો આધાર છે.
અરે દેવી સદા રહે સંગાત, જગતમાં માંજી અંબેમાત;
માજી અંબે માત જગ્તમાં, માજી અંબેમાત.

સાખી

એક ચીતેથી મા ગુણ ગાસે, મા મનમાં નીત્ય રાજી થાસે;
ચાલોને માને પુષપે વધાવો, હળીમળી માના મંદીર જાવો.
માજીના પારે ધુમ મચાવો, ધુમ મચાવી મા ગુણ ગાવો;
ચાલ્યા જાવ માજી દ્વાર, અરે માજીની મેહર છે.
અરે દેવી સદા રહો સંઘાત, જગતમાં માજી અંબેમાત;
માજી અંબેમાત, જગતમાં માજી અંબેમાત.

ગાયન ૧૭ મું.

દક્ષણી ચાલની દેસી નાથ નવ કહો વાત ઘર જવાનીરે એ રાગ

માજી ખુસી રહો, સેવક છો તમારાં.
વીનતી ઉર ધરો સેવક છો તમારાં રે.
કરો વીચાર, હૃદયે મોઝાર, વહીએ દ્વાર તુનાં અપાર
મનમાં કરો વીચારે, માજી ખુસી રહો, સેવક છો તમારે,

જુઓ ચુંગ ચણી સેવકની માં આયેરે,
કરો ને મેહેર, લીલા લેહેર, જાંણો સૌ પેહેર, સુખી સૌ પેર;
આસીસ એવી દીયોરે, માજી ખુસી રહો સેવક છી તમાંરારે.
પ્રેમનો ઝરો, સેવકને નીહાળોરે, કરોને સહાય;
મોટી તું માય, ચુની ગુણ ગાય, ધારે તે થાય,
એવી તું છે દેવીરે, માજી ખુસી રહો. સેવક છી તમારાંરે,

ગાયન અઢારમું આ શું ક્ષત્રી મંહી અનોતી આવી એ રાગ

મુજ માજી તણી જાુગતી સારી, ફરે જગત તણામાં દુવાઇ;
કરો સારૂરે, થસે ધાર્યુરે, તો તો માજી ગુણ ગાય.
દેવી દુનીયાંમાં પંકાય, લળી લળી લાગુ પાય.
છે ચુનીને મા સાહાય. મુજ માંજી તણી ભગતી સારી,
ફરે જગત તણામાં દુવાઇ.

ગાયન ૧૯ મું કયાં જાય તજી પ્યારાં—એ રાગ

છે માજી તણો આધાર, જગત સૌ જાણે;
નમું માજી તુંજને નીત્ય, કરૂં સું વખાણે.
તેં કીધાં ઘણાંનાં કામ, તેથી થયું જગતમાં નામ;
આવે ખરચે પારે દામ, માજી તુ હામો હામ. છે માજી
મા વનમાં કીધો વાસ, મા શેર રહે તુંજ પાસે;
સેવકની પુરો આસ, ચુની તુંજ દાસનો દાસ છે માજી

ગાયન ૨૦ મું પામ્યો પામ્યો પદમણી નારી હો—એ રાગ

જાવો જાવો જાત્રોરે તમે માજીના મંદીર જાવો
સીસુપણાથી સમજો માજીને ભીજો દીવાનાં વાત્રોરે તમે.
નર્મપણાથી નીત્ય માંજીને આનંદ મન ઉપજાવોરે તમે.
પુર પુન્ય પરભાવે કરીને લીયો મનુંષ્ય જન્મનો લાહાવોરે તમે.

આવા વખત જો જનો રહેસેનો પછી થસે પસ્તાવોરે તમે.
એક ચીતેથી સમરણ કરસે માજી આપને લ્હાવોરે તમે.
ચુની ગુંજે મા તારાં આધારે સેવક તુજ ગુણ ગાવેરે તમે.
માજીનાં મંદીર જાવો જાવો જાવોરે તમે માજીનાં મંદીર જાવો

## ગાયન ૨૧ મું લલીત છંદ.

અંબે માતજી અર્જ ઉચરૂં તજ પસાયથી પાપને હરૂં
સગુણ એક છે માજી તાહારૂં અંબે માતજી અર્જ ઉચરૂં
અચળ દેવીરે દરશન આપજો અમ ગરીબના દુઃખ કાપજો
કૃપા ગુણી સદા ભગ્તી હું કરૂં અંબે માતજી અર્જ ઉચરૂં.
દેવી અંબીકા તું જગતની ધણી જપે તને જે નીત્ય હીરાનુ મણી
ચુની મુખથી વીનતે ખરૂં અંબે માતજી અર્જ ઉચરૂં

## ગાયન ૨૨ મું.

### મેહેતાજીરે સું મહી મુલ બતાવું એ રાગ.

મંમ માયારે વીનંતી અમારી ધરજે, આ સેવક સદા સુખી કરજે.
પ્રેમેથી પુજન કરસેરે, માજી દુઃખો તેનાં હરસેરે;
સદા સુખ સાંતીમાં ફરસેરે, હું કહુંછુંરે સેવો માજી આપ મરજે.
મંમમાયા દીલ સાફથી કરો સેવારે, મળે માજી તરફથી મેવારે.
જેવા માંગો તેવા તેવારે, નથી કરવી રે ભગ્તી માજીની.
કરજે આ સેવક, તુંજ ભરોસો છે મારીરે.
મા સેવક સે તું ઉગારીરે, તુજ અકળ ગતી છે ન્યારીરે.
મા સેવકનારે ભંડારો તું ભરજે, આ સેવક,
મારે સરવે બાઈયોને કહુંછુરે, માજી ભગ્તી શીખામણ દઉંછુરે.
માંજી તરફથી લાવો લઉંછુંરે, પામર પ્રાણીરે માજી થકી તું ડરજે.

આ સેવક, આ વખત જસે ભક્તી ફેરારે,
નહી ઉપાય ચાલે તારોરે, પછી માથે રહેશે વેરારે.
ચુની કહે છેરે વીનંતી અમારી ધરજે, આ સેવક સદા સુખી કરજે
મંમમામાયારે

**ગાયન ૨૩ મું મારા ભાગ્ય તણો નહી પાર મેલા બાવી મારી પ્યારી એ રાગ.**

મોટી દેવી અંબેમાત દેવી દુનીયામાં સાક્ષાત
પડઘો ભારી તારો જગતાં સો દુનીયા વખાણે
કળીકાળના કળજુગમાંહી (૨) જુગમાં સો જન જાણે. મોટી
કુડ કપટ જે મનમાં રાખે જલદી ખબર તું લે છે
એક ઘડીના વીલંબ પછાડી (૨) તરત દગો તું દે છે મોટી
સાચી નીતીથી વરતે તુજને ફળ તેનું નહીં જાસે
ખાતરોથી માંનો નીસ્ચે (૨) વૈકુંઠ વાસો થાસે. મોટી
જન્મ મરણુનો માજી ફેરો ટાળો માજી પલમાં
માટે ભક્તી માજી કેરી (૨) કરો આપ અકલમાં. મોટી
સો સૌનું આ બાનુ ભારી અકલથી જે કરશે.
ગરીબ મનુષ્યને એ શીખામણુ (૨) માજી મુખે ઉચરસે મોટી
માજી મુખથી દરનીસ બોલો એમાં શું તમ જાસે
ચુની અરજ શીદારી લઇને (૨) સફળ કામ સો થાસે મોટી

**ગાયન ૨૪ મું લાગી લાગી લાગી અજબ જોત જાગી એ રાગ.**

માજી તારા મુખડાની લેહ લાગી; લાગી, લાગી, દરસને ભુખ ભાગી. માજી
માજી તારા પારે ધુમો મચાવે; માજી તારા ગુણો સેવક ગાયા માવે;
માજી તારે કાજે નવી ચીજ લાવે, લાવે લાવે નવી ચીજ લાવે. માજી
માજી તારા મંદીરે મોરલી વાગી, માજી ભાવ્યા સંસારી ને વેરાગી

માજી હવે કુડકપટ જાહસ ત્યાગી, ત્યાગી ત્યાગી દરસને સુખ માગી  માજી.
માજી તું પ્યારે તે પક્ષમાં કરે છે, માજી તું તારે તે સેવક તરે છે;
માજી તારા પારે આવ્યો ખરેછે, ખરેછે ખરેછે દરસને સુખ માગે. માજી.
માજી તારૂં નવ ખંડ મોટું નામ, માજી કીધાં ઘણાં ઘણાના કામ;
માજી પ્રગટયાં જગમાં ઠામો ઠામ, ઠામે ઠામે દરસન સુખ માગી. માજી.
માજી તારી મુરતી લાગે પ્યારી, માજી તારા દરસને જાવું વારી;
માજી ચુનીે કેહેછે સેવક હવે તારો, તારી તારી દરસને સુખ માગી  માજી.
માજી તારી મુખડાની લેહ લાગી, લાગી લાગી દરસને સુખ માગી.

## ગાયન ૨૫ મું હરસ ધરી કરૂં કાજ ઉમંગે એ રાગ.

માજી અંબીકા તું માત હમારી, સેવકને હવે આપ ઉગારી. માજી.
જે જન તુંજને હરનીસ ભજસે, તું મોટી દેવી ત્રીપુરારી. માજી.
કષ્ટ કદી નહી તું તો જણાવે, નીત ઉમંગનો વારો વધારી. માજી.
સકતી તુંજમાં અતીશે ભારી, સેવકને સુખ દે તું વીચારી. માજી.
કરૂણા કર સેવકપર ભારે, એવી આસા અમને માજી તમારી. માજી.
જે જન તુજને હરનીસ ભજસે, તેના અરજમાં લે તે સીકારી માજી.
ચુનીે વીનતી જગને જણાવે, સેવો માજીને દુનીયાંદારી. માજી.

## ગાયન ૨૬ દોહરો.

એક ટેકથી માન તું, માજી અંબેમાત;
દુખ હરે સુ ખોદીએ, હું કહું સાક્ષાત.
ખરેડીથી આઠ બાર છે માજી કેરૂં ધામ;
ગુપ્ત હતી મળ્યા વીના, સુ અજાણુ કામ.
વળી રસ્તો વીકટ ઘણો, ડુંગર કંકર અનેક;
સાચાને મન સેહેલ છે, જો તોડે નહી ટેક;

## ગાયન ૨૭ દોહરો.

સાચી નીતી રીતસુ, ધરો એક ચીતે ધ્યાન.
ઘરથી નીકળો જ્યારે, ખોટુ ના કરવું કામ.

સ્ત્રી બેગી હોય આપડી, ગણવી બેન સમાન.
ખાવા લેવું ઘી કણું, તેલ તણું નહીં કામ;
સ્ત્રી સીખામણ એટલી, પુરૂષ ભ્રાત સમાન.
એમ ધારીને ચાલવું, ધાર્યું થાસે કામ;
સીર ધોઇ ઘેરથી ચાલવું, તેલ જરી ના હોય.
ઘી સીર વીશે નાંખવું સારી પડસે સોય;

**ગાયન ૨૮ જાવાદે રસોલી રંભા કાદુનું સું કામ છે જી–એ રાગ**

જાવોને માજીનાં મંદોર, માજી મોટી દેવીજી;
માજી મોટી દેવીજી, સારૂં કરે તેવીજી. જાવોને.
રક્ષા કર મારી માજી, રહીએ અમે રાજી રાજી;
ભલે તું તારે તો તરીંએ (૨) નહીંતો આધાર છેજી. જાવોને.
માજી કર મેહેર મુજને, કરગરી કહું છું તુજને;
ફરૂં જગ માંહી જહારે, (૨) મુખે નામ ત્માહારૂંજી. જાવોને.
ઊંચરે સેવક તારાં, ન કરે કદી તું ન્યાગં;
ભારે ભરોંસો તારો, (૨) નથી કાંઇ અજાણુ માંજી. જાવોને.
મુખેથી માંજી વાણી, માથાના મુગટ જાણી;
અમે તને નીત્ય નમીએ, (૨) ન કદી વીસારે એજી. જાવોને.
સદા તુંને ભજશે ભાવે, પારે તેનો તારે આવે;
પછી તેને દુઃખ કેવું, (૨) માજીનો પ્રતાપ છેજી. જાવોને.
માટે સૌ સમરણ કરજો, માજીને રૂધ્યમાં ધરજો;
કરે તેનું માંજી સારૂં, (૨) કહે ચુનીલાલેજી. જાવોને.

**ગાયન ૨૯ દોહરો.**

અપગ હતો જણ એકતો, માની માનત તેહ.
[illegible] કરૂ તેહેનં. સારી થઇ ગઇ દેહ,

આંખ દુખે જણુ એકની, અંધ થયો તે જન.
માનત માની માજીની, માંન્યું માનું મન;
તુરમાન થઇ તે અધપર, દીધી ચક્ષુ બેઉ.
બે કર જોડી વીનવે, ચુનીલાલને સઉ;
માંદો જણુ માસ છો તણો, કરે અનેક ઉપાય.
કાયા બગડી તે તણી, કોઇ રીતે સારૂં ના થાય;
ઘણાં વૈદ વારૂ કર્યાં. ઉલટા પામે દુ:ખ.
માનત માંની માજીની, દીધું માજીએ સુખ;
સારૂં થયું દીન ચારમાં, નજરે જોયું સઉ.
ચુનીલાલ વીનતી કરે, માજીએ કીધી બહુ;

ગાયન ૩૦ મું.

તલચ્છું તલચ્છું તલચ્છું તલચ્છું તલચ્છું—એ રાગ

ઓ માજી માહારાં, કહુંછું, કહુંછું, કહુંછું કહુંછું કહુંછું જોડી હાથ.
તમે દેવા છો મોટા, જગમાં બાર કહુંછું હું સાક્ષાત, ઓમાજી.
બ્રાહ્મણને ત્યાં ભોજન ભારે, માજી નીત્ય અપાવે.
હળી મળીને માજી પાસે, બ્રાહ્મણ ધુમ મચાવે; ઓમાજી.
એવો છે પ્રતાપજ માનો, આશા પુરી પાડે.
રંક રાયને સરખા ગણીને, ફળ દે ઘોળે દહાડે; ઓમાજી.
વણીક મુની મુખથી બોલે, માજી તુંજ પ્રતાપ.
જગમાં દેવી બારે તુંતો, માજી આપો આપ; ઓમાજી.

ગાયન ૩૧ દોહરો.

નીરધનીઓ એક જંન હતો, દ્રવ્ય મળે નહીં પાસ.
સાંજે નીત્ય ભુખે મરે, નાંખે બહુ નીસાંસ;
એક ટંક પુરૂં કરે, બીજે ટંક ના ખાય.
બચ્ચાં બાલા ભુખે મરે, કહો તેનું સું થાય;

કટાળી પુકાર કરે, માજી થઈ ગઈ બહોત.
હવે જો મને સારૂં થશે, તો કાઢીશ તારી ચોથ;
આગળ સુખ આપ્યો ઘણો, તેથી પામું દુઃખ
હવે સાહાયતા કર મુને, માજી દે તું સુખ;
ચોથાઇ ભાગ મધ્યે કરી પૈસા કમાણો ઢંગ.
નોકર ચાકરનો પાર નહી, મોટા મોટા નીવંગ;
માજી પ્રતાપે ધન થયું, ગયો જાત્રાએ તેહ.
ચુનીલાલ એમ વીનવે, સફળ થઇ ગઈ દેહ;

## ગાયન ૩૨ બાપુ આ સું બોલો ગયા—એ રાગ

માજી તુંજ આસરે હું ફરૂં, નહી કોઇથી હું તો ડરૂં.
છે જગમાં પ્રખ્યાત તું, દેવી દીન દયાળ;
પડજો ભારી જગતમાં, કર સેવક રખવાળ. માજી.
સુધારે કાય સદા તું સહાય, એવી જણાય; માજી.
ચંદુ વધારે સુખ થકી; સુ તારાં હું કામ.
માજી તું છે માદરી, જગમાં કીધું નામ; માજી.
સારો સંસાર ચુની બીચાર, પાર ઉતાર. માજી.

## ગાયન ૩૩ મું.

## બાંધી પરથી પ્રીત પ્યારે મારે બાંધી પરથી પ્રીત—એ રાગ

માજીની કેવી રીત, મોટી દેવી માજીની કેવી રીત
હરનીસ માનુ સમરણ કરવું, દરસનને જાવું ખચીત.
બાવેથી માનાં દરસને જાવું ખચીત; મોટી.
બે કરજોડી ચુની વીનતી, ભજો માને તમે નીત્ય.
સકળ સભા, ભજો માને તમે નીત્ય. મોટી.

## ગાયન ૩૪ દોહરો.

કોઇ મનમાં મગરૂરી કરે, તુટીના બુટી હોય.
લખ્યા લેખ મટે નહીં, છીવાડે નહી કોઇ;

પણ તે વાંચે દાખલો હું કહું, મર પડે જંજાળ.
લેખ તોડી સુજીવન કરે, જો માને માજીનું મંન;
વીમળશા એક શેઠ હતો; માજી થઇ તુરમાન.
માગ્ય માગ્ય ત્યાં વાણીઆ માગે તે આપું તમામ;
મુળ જીન ધર્મી તે હતો, માજીને લાગ્યો પાય.
બે કર જોડી વીનવે નીત્ય, એક દેરૂં થાય;
માજી વચન દેરાં થયાં, લક્ષમીનો નહી પાર.
નત્ય એક દેરૂં નીપજે, ત્રણુંસો સાઠ નીરધાર:
એક દીવસ માજી કહે વીમળશા સુણવાણ્ય.
કોણ પ્રતાપ સારૂં થયું, કહો શેઠ ચતુરશુજાણ;
મુળ જીન ધર્મના કારણે, કહે વીધાતા ગુરૂ પ્રતાપ.
માજી કોપ્યાં તે પરે, દીધો તેને સરાપ;
નાસવું હોયતો નાસજે, બળી ભસ્મ થઇસ તું.
દેરાં બળ્યાં કારમાં, નીશ્ચે કહું છું હું;
યાદ આવ્યું તે શેઠને, માજી કહ્યું સાર.
સુણ્યો વણીક હવે બહુ થઇ, દીલ મારૂ થયું સાફ;
માફ કર્યાં પછી માજીએ, દેરાં રહી ગયાં પાંચ,
માજીએ કૃપા કરી, ઓલાણી તે આંચ;
શેઠ વીમળશા એમ કહે, માજી તુજ પ્રતાપ.
ધન્ય ધન્ય દેવી અંબીકા, જગમાં આપો આપ;
વીધાના લેખ તોડીને, શુધી મોટી થઇ.
દુનીયામાં સત તાહારૂં, આરાસુરીનું માંઇ;
તે પરથી આ દાખલો, મનુષ્ય ધરવને જાણ.
માફ જો હોયમનુષ્યનો, સારૂં થાય નીરવાણ;
એમ સમજવું મન નહી, કે હપંત પદારથ થાય.

પણુ દેશી, મોટી અંબીકા, જો એનું મન મનાય;
તે કોપમે ગણુતી નથી, રંકને કરે રાય.
રાયને રંક બણુાવે છે, દુનીયામાં દેખાય;
આગ્ન વખાણુ કરતા નથી, માજી કણુા નહી પાર.
બે કરજોડી વીનવે, ચુનીલાલ નીરધાર;

## ગાયન ૩૫ મું ગીતીની સાખીઉં એ રાગ.

ખાત્રી ખરીથી માજી કેરા, ખરા દાખલા દઉં છું;
એક ચીતેથી સુણુજો સૌ જંન, મુખ થકી હું કહું છું.
અરે હાં ન હોય ગ્રંથજ પાસ, જાત્રા થાય ઘણે રોની રાસ;
ના હોય ગ્રંથજ પાસ, કહો તે જંનને માજી કેરી જાત્રા સીતે થાય.
ગ્રંથ વાળા ગાડીએ બેઠા, આસી રીતે જાયે;
અરે હાં કરી માજીને ત્યાં યાદ, માજી સાંભળ મારી દાદ.
કરી માજીને ત્યાં યાદ, એક દીવસનાં આંતર માંહી;
ગુપ્ત ધંન બહુ દીધું કસોટી પુરી કાઢીને, સફળ કામ સૌ કીધું.
અરે હાં ગ્રંથ વાળાના તે પેહેલ, પોહોચ્યો માજી આસરે સેહેલ;
ગ્રંથ વાળાનાં તે પેહેલ, માટે સૌ જંન કરો ખાત્રી.
રાખજો બાધા માની, ગરીબ ની જે સેવક હોય તે.
રાખસે મા નીસાની, અરે હાં ચુની કહે છે તેજ ખરી.
નહીં ફેર પડે એ જરી, ચુની કહે છે તેજ ખરી,

## ગાયન ૩૬ મું દોહરા.

પ્રેમેથી પુજે અંબાજી સદા સુખી તે થાય, નાગો ભુખ્યો ના રહે,
જો માજીનાં ગુણુ ગાય, ઘર વીષે છબી એક રાખીને.
કરો નીત્ય પુજા સેવ દીવો કરી ભોજન લેવું, જો એવી પાડે ટેવે,
ધંધા વીષે બરકત હોયે લાભ ઘણેરા થાય, સુખી રહે તે દેહેથી.
કદી કદી ના જણાય ભીડ પડે ભારે વળી, સમરણુ કરે તે દીન,

માનત માને માજીની દુઃખ હરે પલછીન, માટે સમરણ સૌ કરો.
માજી કેરૂં નામ પ્રતક્ષ દાખલો પામસો, થાસે ધાર્યું કામ;
દુનીયા ઉપર એક છે આશ સુરી મુજ માત, જંગલમાં સૌ જંન જાણેછે.
મુલક મુલક પ્રખ્યાત દુર દુર દેસથી આવે છે, માજી કેરેપાર,
કરજોડીને વીનવે, ચુનીલાલ નીરધાર.

## ગાયન ૩૭ મું આર્વદાવર્થ વીતાવી એ રાગ.

માજી મંડપ ચતુરાઇ મંનહર સાતી દીયે સુખદાઇ, માજી.
જોઇ માજી મુખ મંન હરખાતું, ભગ્તી માજીની પાઇ. માજી.
ચરચા માની અીસય ભારી કીધાં કામ નવાઇ, માજી.
દારદાર માના ગુણ ગાંઉં, લેહેર સેવક ઘર છાંઇ. માજી.
રહેદ્વાર ખુલાં દીનરેનનાં, જાય કહોનાં જણાઇ, માજી.
સૌ રણ હીરા મોતી માંણેક એક ચીજ નહીં જાય. માજી.
ભુલ ચુકથી પડી કદી જાયે, પુકાર થાયે તાંહી, માજી.
ફરે ચોજ હસ્ત ક્યાં લઇને, કહો ચીજ કોની છે ભાઇ. માજી.
એવું સત્ય નજરે નીહાળું, ચુની તુજ ગુણ ગાઇ, માજી.

## ગાયન ૩૮ મું હાંહાંરે જેને પ્રેમે હાંહાંરે જેને પ્રેમે પુરોનાં પીછાણ્યો હોએતો આંધ સમો અકળાણો એ રાગ.

હાંહાંરે જેને પ્રેમ હાંહાંરે જેને પ્રેમ,
માજીપર રાખ્યોરે, કદી દુઃખી નહી તે જણાયે. હાંહાંરે.
ખરા પ્રેમથી માને ભજસે, મા દુઃખડા તેનાં તો તજસે,
સુખ સાતી સૌ થાયરે, કદી દુઃખી નહી તે જણાયે. હાંહાંરે.
ારે તો માજી નીહાલ કરેછે, અરજી સેવકની ઉર ધરે છે,
ળી લળી લાગું પાયરે, કદી દુઃખી નહી તે જણાયે. હાંહાંરે.
ે માને નીત્ય સમરજો, એક ચીતેથી રૂદયમાં ધરજો,

ચુની મા ગુણ ગારે, કદી દુઃખી નહી તે જણાયે. દાંકારે.
જેનેપ્રેમ માજીપર રાખ્યે', હો કદી દુઃખી નહી તે જણાય.

## ગાયન ૩૯ મું હું તન્યા ફું ગુરૂ દાનવની ઓગણુતી ત્યાં સુર માનવની એ રાગ.

માજીનો સેવક હું બારે, માજી તારે તો તારે,
નહીં કોઇ મુંને બીજો તારે, યા કોઇ નહી બીજો ગારે. માજીનો.
પરવા માજી તણી હું રાખું, માજી ચરણાગત હું ચાખું;
માજીનાં ગુણ મુખથી ભાખું, માજી આશા હું નીત્ય રાખું. માજીનો.
કાઢે કસોટી માજી મનમાં, દાગે ગુન્ન ફળ એકે દનમાં,
મા વાસ કીધો જઇને વનમાં, સુખ સાંતી પ્રગટે આ તનમાં. માજીનો.
જગ જાહેર કળજુગ માતુ ખરી, નહી વચન થકી તું જાય ફરી,
રહે હરનીસ તુજથી ડરી ડરી, ચુની કહે લક્ષ્મી તેને વરી. માજીનો.
માજી તારે તો તારે, નહી કોઇ બીજો મુંને તારે,
યાં કાઇ નહી બીજો મારે, માજીનો સેવક હું બારે.

## ગાયન ૪૦ મું બે જણને ગાવાની ગત માજીની સ્તુતી આંખોને પ્યારા આંખુંના તારા એ રાગ.

માજી મારાં વદીયે તમને, સુખ સાંતી દીયો માએ અમને,
માજી દયાળી, પ્રેમની પાળી, તુજ રખવાળી, સેવક બાળ. માજી સુ
પ્રેમ છરો, વેરો ખરો, દુઃખ હરો, સુખ કરો, માજી ર
મનમાં તું ધાર, પાર ઉતાર, તારે તો તાર તારો આધાર, માજી સુ
અર્જનો મેહેર, જાણે સૌ પૈહેર, લીધા લેહેર, કર સેવક મેર માજી સુ
આશાનાં ઝાડ, પુરાં તું પાડ, હોય જ્યાં ખાડ, કરે ત્યાં પહાડ. માજી સુ
તુજ વચને કાંઇ જાય, સુખો તે થાય, ફુલે વધાય, એવીઓ થાય. માજી
માગુ તુજ પાસ, સેવકની આસ, વેરાંનો નાસ, ચુની તુજ દાસ. માજી

સમાપ્ત.

# જાહેર ખબર.

## શ્રી માજી પ્રતાપ.

### ગુપ્ત ફળ ભાગ બીજો.

આ ચોપડી વાંચવાથી કાયા સફળ થાય છે તેમ ફળ મળ્યા વગર રેહેશે નહી. નુતન નાટકના રાગમાં વધારા સુધારા સાથે બનાવી છે, આ ચોપડી વાંચી તેનાં નીયમથી વરતશે તો તે કદી નાગો ભુખ્યો રહેશે નહીં. ચોપડી મળવાનાં ઠેકાણાં કાળુપર દરવાજા અંદર ધનાસુતારની પોળમાં અંબાજીનાં મકાનમાં બીજું ઠેકાણું ધનાસુતારની પોળ બારને ખાળી પરશોતમદાસની દુકાનેથી મળશે.

કીંમત એક આનો.

આ બુકની પેદાશમાંથી દસ આની ભાગ માજી ખાતે વાપરવામાં આવશે.

બનાવનાર,

શા. ચુનીલાલ હેમચંદ.

વીરમગામવાળા.